# કળિયુગની કથની

તથા

# સમાજ હિતકર

# દોહરા



લેખક: આત્માર્થી

સ્વર્ગસ્થ મહારાજશ્રી નથુજી સ્વામીના સ્મરણાર્થે

# સમાજહિતકર દોહરા.



લેખક :

આત્માર્થી



પ્રકાશક :

વકીલ વાડીલાલ નેમચંદ શાહ

વીરમગામ.

આવૃત્તિ ૨ જી. નકલ ૨૦૦૦

સન ૧૯૩૧. સંવત ૧૯૮૭

"વાસુદેવ" પ્રીન્ટીંગ પ્રેસ પાનકોર નાકે

ઈશ્વરલાલ મોતીલાલે છાપી—અમદાવાદ

કીંમત ૦—૧—૦

# પ્રસ્તાવના

સમાજમાં જે સડો પેઠો છે તેને કાવ્યદ્વારા દૂર કરવા, એક સફલ પ્રયત્ન મુનિશ્રીએ આ પુસ્તકમાં કર્યો છે.

વાંચક જેટલા અંશે સમાજનો સડો વિદારવા પ્રયત્ન કરશે તેટલા પ્રમાણમાં મુનિશ્રીનો પ્રયાસ સાર્થક થશે.

જુવાન એટલે સ્વતંત્રતાની પ્રતિમા, જુવાન એટલે લીધેલું કાર્ય પાર પાડનાર અડગ યોદ્ધો : તો જુવાન કનેથી એટલું જરૂર ઇચ્છીશું કે સમાજની કુરૂઢિઓને વશિભૂત નહિ થતાં યોગ્ય અને વ્યવહારૂ રૂઢિઓ જીવનમાં કેળવશે.

કલોલ.
ભાદરવા સુદ ૫

ઘેલાભાઈ પ્રાણલાલ શાહ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તકની પહેલી આવૃત્તિને બહાર પડયાને હજુ વધારે સમય ગયો નથી જેટલામાં તેની બધી કોપીઓ ખલાસ થઇ ગઇ અને વધારે માગણીઓ થવા માંડી એ.જ આ પુસ્તકની ઉપયોગિતા કહી આપે છે.

મુનિશ્રી પાસે આ પુસ્તક જોતાં અહિંના કેટલાક ઉત્સાહી યુવકોએ તેની બીજી આવૃત્તિ બહાર મુકવા માટે મહારાજ સાહેબને વિનંતી કરી અને સાથે સાથે મહારાજશ્રી નથુજી સ્વામીના સ્વર્ગ-વાસથી તેમનું નામ પ્રાતઃસ્મરણીય રહે તેટલા માટે તેમના સ્મરણાર્થે આ બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

લી. સેવક,

**વકીલ વાડીલાલ નેમચંદ.**

**વીરમગામ.**

# "સ્વ. પૂજ્ય. શ્રી. નથુજી સ્વામીનું સંક્ષિપ્ત જીવન વૃતાંત"

કાઠીઆવાડમાં આવેલા ધોલેરા બંદરમાં નથુજી સ્વામીનો જન્મ સંવત ૧૯૧૫ માં વીશા શ્રીમાળી વણિક કોમમાં થયો હતો. તેમનાં પિતાનું નામ ત્રીકમજી હતું. બાલ્યાવસ્થામાંથીજ પૂજ્યશ્રી ગોપાળજી સ્વામીના સત્સંગને લઇને ધર્મપર પ્રીતિ ઘણી સારી હતી. અને પ્રતિદિન તેમાં વધારો થતો હતો. છેવટે આ સંસારને ક્ષણિક સુખનું સ્થાન માની પોતે સંવત ૧૯૮૬ ના માગશર વદી ૧૦ ના દિન પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરી. અને પૂજ્યશ્રી ગોપાલજી સ્વામીએ તેમને પૂજ્યશ્રી મોહનલાલજી સ્વામીના શિષ્ય તરીકે જાહેર કર્યા. સંયમ અંગીકાર કર્યા બાદ જ્ઞાનદર્શન અને ચારિત્યને ખીલવવા સતત પરિશ્રમ કરવા માંડયો. આવા સદ્ગુરૂના સંયોગોથી સિદ્ધાંતોનું તથા સંસ્કૃતનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું. જેની પ્રસાદી રૂપે તેમણે નવ મોટા રાસ અને ૧૨ નાના રાસ બનાવ્યા જેમાં સત્ય, અહિંસા, દાન, શિલ, તપ, ભાવનાવાળા તેમજ પરોપકાર તથા પરમાર્થવાળા ચારિત્રવાનોના ગુણ ગ્રામ કરવાનો શોખ બતાવી આપ્યો છે.

સ્વભાવમાં મુનિ શ્રી એટલા બધા શાંત અને શીતળ હતા કે બધા સાધુ સાધ્વી અને શ્રાવક શ્રાવિકામાં બહુજ પ્રિય થઈ પડયા હતાં.

પોતાની શારીરિક સંપતિ એટલી બધી સારી હતી કે કોઇ પણ સાધુ પાસે પોતાની સેવા કરાવવાનો સમય તેમણે આપ્યો ન હોતો અને પોતાના સમયનો ઘણો ભાગ જ્ઞાન ધ્યાન અને તપમાંજ નિર્ગમન કરતા

**અંતિમ સમય:**—પૂજ્ય શ્રી મોહનલાલજી મહારાજ તથા મણીલાલજી મહારાજ આદિ ઠાણા ૮ અમદાવાદ તરફથી વિહાર કરતાં અત્રે વીરમગામ પધાર્યા અને થોડા દિવસ અહિઆ રહી ઝાલાવાડ તરફ જતાં કમીજલા પધાર્યા. ત્યાં ઉનાળાની સખ્ત ગરમીને લીધે પૂજ્ય શ્રી મોહનલાલજી સ્વામીને તાવ: કળશીઓ અને હેડકી વગેરે વ્યાધિઓ થઈ ગઇ અને પુજ્ય શ્રી મણીલાલજી મહારાજને મુદતીઓ તાવ લાગુ પડયો હતો. આ સમાચાર વીરમગામ સંઘને મળતાં ત્યાંના શ્રાવકોએ મહારાજ શ્રીને વીરમગામ પધારવા વિનંતી કરી. અને પૂરતા બંદોબસ્ત સાથે પાછા લાવવામાં આવ્યા. રસ્તામાં થોરી મુકામે મોહનલાલજી મહારાજશ્રીને બહુજ વ્યાધિ થઇ ગઇ હતી પરંતુ જૈન ધર્મના પ્રભાવે સહિ સલામત સુખશાતિ પૂર્વક વીરમગામ પહોંચી ગયા. આ વખતે અત્રેના શ્રાવક લલુભાઈ તથા નેમચંદભાઇએ મહારાજશ્રીની સારી સેવા બજાવી હતી.

બન્ને મહારાજ સાહેબની તબીયત તો સારી થઈ ગઇ પરંતુ મહારાજ શ્રી નથુજી સ્વામી કમીજલાથી વીહાર કરીને વસવેલીઆ આવતા તેમની તબીયત નરમ થઈ જવાથી ભાઇ હરીલાલ પરભુભાઇએ પોતાના ખાસ માણસો મોકલી મહારાજશ્રીને વીરમગામ પહોંચતા કર્યો. અત્રેના ડોકટર સુખલાલ ભાઈ તથા ડોકટર તારાચંદ ભાઇની દેખરેખ નીચે ઉપચારો ચાલુ કર્યા. અત્રે પધાર્યા બાદ તેર દિવસ સુધી સામાન્ય માંદગી ભોગવી પરંતુ વૈશાખ વદી ૧ ના રોજ વ્યાધિ વધી પડી. અને 'ત્રુટી એની બુટી નહીં' એ ન્યાયે બન્ને ડોકટરોના અથાગ પરિશ્રમ હોવા છતાં એકાએક હાર્ટ ફેલ્ટ થયું. અને સાંજના ૪-૪૫ કલાકે પૂર્ણ સમાધિ સાથે અને સઉપયોગે દેવલોક પામ્યા. મર્હુમની આત્માને પૂર્ણ શાન્તિ મળો ઇત્યલમ

**વકીલ વાડીલાલ નેમચંદશાહ**
**વીરમગામ**

॥ ॐ नमः सत्यं ॥

# કળિયુગની કથની

તથા

# સમાજહિતકર દોહરા



## મંગળાચરણ.

ગુણે ગરવા ગણપતિ, ગણધર મંગળ મૂળ;
પ્રથમ પદે તુજ નામને, સમરે જન સહુ કૂળ. ૧
શ્રી ગણધર ગુણે ભર્યા, સહાયકારી પ્રસિધ્ધ;
મંગળકારી મહીતળે, સર્વ કાર્યમાં સિદ્ધ. ૨
શ્રી ગુરૂદેવ પ્રસાદથી, સફળ મનોરથ થાય;
વિઘ્ન સહુ દૂરે ટળે, એ સદ્‌ગુરૂ મહિમાય. ૩
સરસ્વતી મુજ સ્વામિની, અરજ કરૂં એક ખાસ;
વાણી આપો વરદાનની, સફળ કરો મુજ આશ. ૪
કળિયુગમાં કળજુગીયા, કથની કરે અપાર;
રચ્યા તે કારણ દોહરા, સમાજને હિતકાર. ૫

## કૃપણ વિષે—ગાથા

**किप्पण णिज तण वंच्चय, वंचय सुयणण जण कतीए मित्तो;**
**तण दे तणण दे दाणो, धम्म रहिओ मेत्थ कायज्जी जो**

સુદ્દષ્ટ તરંગિણી.

**અર્થઃ**—જે કૃપણ મનુષ્ય છે તે પોતાના શરીરને ઠગે છે તેમ તે પોતાના માતા પિતા, સ્ત્રી, મિત્ર ઈત્યાદિ સજ્જનોને પણ ઠગે છે. તે કૃપણ મનુષ્ય પોતાના શરીરને દઈ દેછે પરંતુ તૃણ માત્ર દાન દઈ શકતો નથી. એવા કૃપણ જન જગતમાં જીવે છે પણ મૃત સમાન છે.

## ભિક્ષુકો ધનાઢયને સૂચવે છે.

**भिकरवा कय घय २ बोहो, भो सत पुंसाह ! दिह धण दाणं;**
**विण दिए मम जोवो, लहु वण वारवार जाचेती २ (७)**

સુદૃષ્ટ તરંગિણી

**અર્થઃ**—ભિક્ષુકો ઘરો ઘર ફરી ફરીને બોધ કરે છે કે અહો ધનાઢયો, અહો સત્પુરૂષો ! તમે તમારા ધનને દાનમાં દો. અમારા સામી નજર કરો. પૂર્વે અમે પણ તમારા જેવાજ હતા પણ લાંબો હાથ કરી કોઇને દાન દીધું નહિ તેથી આ ભવમાં ઘરો ઘર ભીખ માગતા ફરીએ છીએ.

## માગણની અરજ

### દોહરા.

માગણ કહે ધનાઢયને, અમે હતા ધનવંત;
પૂર્વે દાન દીધું નહિ, આ ભવ ભીખ માગંત. ૮
દાન પુણ્ય કીધું નહિ, કીધો નહિ સત્સંગ;
પરમાર્થે પગ ના ધર્યો, તેથી ભીખ માગંત. ૯
કાંઈક પુણ્યના જોગથી, મળ્યો મનુષ્ય અવતાર;
પણ આ ભિક્ષુ ભવ વિષે, માંડ પેટ ભરનાર. ૧૦

ટુકડા પૂરા નવ મળે, દીનમય દિવસ જાય;
ઘેર ઘેર ભીખ માગતાં, પેટ માંડ ભરાય. ૧૧
સત્તાના મદમાં પડી, જમણવાર બંધ કીધ;
ગરીબના મુખમાં કડી, દઈ અપયશ અમ લીધ. ૧૨
કોઈ દિન મીઠાં કવળના, કરતા ગળ્યા જે મુખ;
બાળ બચ્ચાં જે ગરીબના, ટાળ્યું તેનું સુખ. ૧૩
બાંધ્યું કર્મ અંતરાયનું, આજે નડયું પ્રત્યક્ષ;
દશા અમારી જોઇને, ગુણીજન લે એ લક્ષ. ૧૪
ધનવંત થઈને ગરીબની, જો લેશો કદી હાય;
પાછળ પસ્તાવું પડે, ન મળે કદી સહાય. ૧૫

## ગરીબની આંતરિક ઇચ્છા

શ્રીમંતના ઘેર છોકરા, નિત્ય મિષ્ટાન ખાય;
છતાં નાતના નોતરે, જમવા ચિત્ત લલચાય. ૧૬
આવ્યું નાતનું નોતરૂં, અમુક ગૃહસ્થને ત્યાંય;
છોકરા સૌ રાજી થયા, હરખ ઉરે ઉભરાય. ૧૭
બાળક કહે નિજ બાપને, જમવા જાવું આજ;
એમ કહી નાચે કૂદે, બાપ વિચારે સમાજ. ૧૮
મુજ બાળકને જમણથી, કેટલો છે ઉછરંગ;
તો ગરીબના ઉછરંગનો, કેમ કરાયે ભંગ. ૧૯
મીઠા કવળની માંકડી, દેવા મથું દિનરાત;
આ કરમ કયાં છૂટશે, લાગ્યો હૃદય આઘાત. ૨૦
મુજ બાળક મારો ગુરૂ, મુજ બચાવણહાર;
આજ પછી અંતરાયનો, ન કરૂં મુખ ઉચ્ચાર. ૨૧

તુળશી કહેવત સત્ય છે, જો લ્યો ગરીબની હાય;
મુઆ ઢોર કે ચામસેં, લોહ ભસ્મ હો જાય. ૨૨

## કંજુસ ને માંખીની પેઠે હાથ ઘસે

પ્રશ્ન કર્યો પંડિતને, એક રાજાએ એમ;
એ હાથ ઘસી મક્ષિકા, શિર કુટે છે કેમ ? ૨૩
પંડિત કહે સુણો રાજવી, તેનો ઉત્તર એહ;
પામી મનુષ્ય ભવ સંપદા, દાન ન દીધું તેહ. ૨૪
કર લંબાવી કોઇને, ન દીધું કરથી દાન;
હિત ધર્યું નહિ કોઈનું, ન ધરી કરૂણા કાન. ૨૫
વિષયમાં વળગી રહ્યો, સંતથી ભયો વિમુખ;
નારી નિરખે નેહથી, કિણ વિધ પામે સુખ ૨૬
તે કારણ એ મક્ષિકા, હાથ ઘસે શિર કુટ;
નરભવમાં લક્ષ્મી છતાં દાન ન દીધું છૂટ, ૨૭
કોઈ ધન મળ્યે વાવરે, દાન પુણ્યમાં ખંત;
કોઈ કરે કંજુસતા, કોઈ કીર્તિ માગંત. ૨૮
કોઈ ચડવા છાપરે, વાહ વાહને કાજ;
કોઈ ભૂખ્યા થઈ માનના, કોઈ ધન ખરચે લાજ. ૨૯
મેળવવા મોટાઈ કોઈ, વધારવા નિજ નાક;
ધન ખરચી કુંજર ભયે, પામે મોટું નાક. ૩૦

## લક્ષ્મીથી થયેલો ગેરઉપયોગ.

કોઇ લ્હાવો લક્ષ્મી તણો, લેવા ખરચે ધન;
પ્રાયઃ હાનિ ધર્મની, નીવડે એ સાધન. ૩૧

ભક્ષાભક્ષ ગણે નહિ, ન ગણે કુળ વ્યવહાર;
નાત જાતની ન ભિન્નતા, નહિ શુદ્ધ આચાર. ૩૨
ધર્મના દ્વેષી બને, વળી બને નાસ્તિક;
સ્વર્ગ નર્ક માને નહિ, નહિ દુર્ગતિની બીક. ૩૩
ધર્માધર્મ જાણે નહિ, કરે ડોળ અપાર;
અર્થનો અનર્થ કરે, ભણતરનો અહંકાર. ૩૪
કરી મદદ પૈસા તણી, બનાવ્યા સુધરેલ;
હટ ગોઢંમ થઈ ફૂદતા, સમજાવવા મુશ્કેલ. ૩૫

## સુધારકો ! ના ઉદ્ગારો.

બુઢાને ગણે બાવરા, એ સમજે નહિ કાંઇ;
અમે અક્કલના પોટલા, સુધરેલા ! કહેવાઈ. ૩૬
સુધારા ! માં સમજે નહિ, ઘરડાની ગઈ ગત;
રૂઢી જૂની મૂકે નહિ, પકડી બેઠા મમત. ૩૭
અમ સુધરેલા ! મિત્રોનો, એહવો છે નિરધાર;
વર્ણાવર્ણ ગણવી નહિ, ધર્મ એક વ્યવહાર. ૩૮
વિધવાનાં દુઃખ ટાળવા, કરવા પુનર્લગ્ન;
નાત જાતના કાયદા, તોડવા અમારે મન. ૩૯
ઘરડા કહે એ ન બને, અમ બેઠા એ કાંઇ;
આજકાલના છોકરાં, બોલતાં લજ્જા નાહીં. ૪૦
ઘરડે ગાડા વાળીયા, વિચારો એ વાત;
વરણીમાં વરશો નહિ, બ્રહ્મ જુવાન જાત. ૪૧

## જુવાન અમલદારોને વૃદ્ધોના ઉદ્‌ગારો.

રાજકુંવરે કચેરીમાં, અમલદાર જુવાન;
કરી એકઠા દીપતા, ઘરડા ભજે ભગવાન. ૪૨
કોઈ દિવસને અંતરે, કુંવરે પ્રશ્ન જ કીધ;
કોઈ આવી કચેરીમાં, રાજા પર ચોટ દીધ. ૪૩
પાટુ મારે પેટમાં, મુખ પર મારે લાત;
ચડી બેસે છાતી પર, તત્‌શિક્ષા શી થાત. ૪૪
યુવક અમલદારો સહુ, બોલી ઉઠયા એમ;
તેને અહીંથી જીવતો, જાવા દઈએ કેમ. ૪૫
કીધી કચેરી વૃદ્ધની, અગાઉના અમલદાર;
લઘુ રાજાના પ્રશ્નનો, દે ઉત્તર શ્રીકાર. ૪૬
કરીએ રક્ષણ તેહનું, પ્રીત ધરીને બાથ;
વસ્ત્રાભરણે દીપાવીને. કરો ચુંબન મુખ સાથ. ૪૭
એ તો આપના કુંવરનું, હિત ચરિત્ર જણાય;
સત્તા અન્યની એ નહિ, આપના પુત્ર સિવાય. ૪૮
યુવક અમલદારો સહુ, થયાજ નાસીપાસ;
વિચક્ષણ વૃદ્ધો રાખીયા, રાજ રક્ષણને ખાસ. ૪૯

## ઘરડે ગાડા વાળ્યા.

જૂવાન વરની જાનમાં, જૂવાન છે સૌ સાથ;
ઘરડો કોઈ દીસે નહિ, વિચારે કન્યા તાત. ૫૦
સો જણ સો માણા તણા, હોય ચોખા ખાનાર;
કન્યા તો પરણાવું મુજ, એ અમ કુળાચાર. ૫૧

સૌ જન ગુંચવણમાં પડયા, માણું કેમ ખવાય;
પેટીમાંથી નીકળી, વૃદ્ધે બતાવ્યો ઉપાય. ૫૨
ચોખા માણું માણુંને, પીરસો સો સો વાર;
કન્યાના બાપે જાણીયું, એ તો વૃદ્ધ વિચાર, ૫૩
ઘરડે ગાડા વાળીયા, એ કહેવત કહેવાય;
ઘણા દાખલા એહવા, દીસે દુનિયા માંય. ૫૪
જુવાન ને વૃદ્ધો તણી, બુદ્ધિનો કરી ખ્યાલ;
કામ કરશે વિચારીને, તે ટકશે ચિરંકાળ, ૫૫
ઉત્તમ કુળમાં નાતરા, તે કદી નવ થાય;
વેન રાજા મથી મુઓ, અનહદ કરી ઉપાય. ૫૬
અન્ય વર્ણમાં નાતરા, થતા બંધ જણાય;
ત્યારે ઉત્તમ વરણમાં, સુધરેલ ! કરવા ધાય. ૫૭
વૃદ્ધ કદી યુવાનને, સમજણ દેવા જાય;
માંખીના બચ્ચા પરે, મનમાં નવિ સુહાય. ૫૮

## માંખી અને તેનું બચ્ચું.

માંખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ,
જઈ આવું હું જ્યાં સુધી, ઊડીશ માં આકાશ. ૫૯
ઉકળે છે ઉનામણો, જે તે પાસે જાય;
ચૂકી ફરતાં ચોટ તો, જીવનું જોખમ થાય. ૬૦
એમ કહી એ તો ગઈ, બચ્ચું બુદ્ધિ બાળ,
દીલનું ડહાપણ ડોળવા, તે લાગ્યું તત્કાળ. ૬૧
ઘરડા તો વાતો ઘણી, કરે વધારી વહેમ;
ઊડી ફરતાં આટલે, કહો મરીશ હું કેમ. ૬૨

એમ કહી ઊડી ગયું, પહોંચ્યું પાણી પાસ;
અંજાઈ એમાં પડયું, વળતી થયું વિનાશ. ૬૩
બોલ્યું મરતાં બોલ તે, જે ચાલે આ ચાલ;
માને નહિ મા બાપનું, તો તેના આ હાલ. ૬૪
કાવ્ય દ્વારા કહી ગયા, કવિવર દલપતરામ;
બાળ બૂઢાના ન્યાયને, ગુજરાતીમાં આમ. ૬૫

## ચપળ લક્ષ્મી માટે ધર્મની જરૂર.

લક્ષ્મી વિદ્યુત સમ ગણો, પ્રભુતા રંગ પતંગ;
આયુષ્ય જળ તરંગ સમ, પરંદ્રી ચાપ અનંગ. ૬૬
ક્ષણભંગુર આ દેહ છે, નાશવંત પરિવાર;
ક્ષણ સુખ છે લક્ષ્મી તણું, જતાં ન લાગે વાર. ૬૭
ધનનો બહુ સંચય કર્યો, ભર્યા ખૂબ ભંડાર;
પણ હાથે નવ વાપરી, કર્યો ન પરોપકાર. ૬૮
ચાર કોશ ગામાંતરે, ખરચી બાંધે લાર;
પરભવ નિશ્ચય જાણવો, કરીએ ધર્મ વિચાર. ૬૯
લક્ષ્મી કહે ધનવંતને, મુજ બાંધવ છે ચાર;
ધર્માગ્નિ નૃપ તસ્કર, કરજો તેનો વિચાર. ૭૦
મુજ બાંધવ વડીલનો, જો કરશો તિરસ્કાર;
આ ત્રણે બાંધવ તમ પ્રતિ, કરશે કોપ અપાર; ૭૧
અગન પલીતા રાજદંડ, ચોર મુશલે જાય;
એતના દંડ સૌ કોઇ સહે, (પણ) ધર્મદંડ સહ્યો નજાય ૭૨

દાન દયા ને પુણ્યનો, જે કરશે સ્વીકાર;
તે ધર્મનાં અંગ છે, આત્માને હિતકાર. ૭૩
દાને દોલત સંપજે, દયા એ સુખ શરીર;
પુણ્યે પરમ શાન્તિ મળે, ધર્મ સહાય વદે વીર ૭૪
દાન પુણ્યના કામમાં, ન કરશો અંતરાય;
તો સુખ લક્ષ્મી પામશો, ધર્મ સદા સુખદાય. ૭૫

## ધનપતિને લક્ષ્મી ભલામણ કરે છે.

ધનપતિને લક્ષ્મી કહે, મેં કર્યો તમ ઘરવાસ;
અનીતિ અધર્મને તજી, કરો દાન પુણ્ય ખાસ. ૭૬
આય ખરચે ને વાવરે, દાન પુણ્યમાં નિત્ય;
બુદ્ધિ થાયે નિર્મળી, વૃદ્ધિ પામે વિત્ત. ૭૭
વીરડાનું વારી સદા, ઉલેચ્યે નિર્મળ થાય;
બાંધ્યો કુંપ ગંદો રહે, વાવર્યે શુદ્ધ જણાય. ૭૮
કંજૂશ કોઈ બનશો નહિ, લોભ ન કરશો લેશ;
પુણ્ય પ્રમાણે પામીને, લ્યો લાવો હમ્મેશ. ૭૯
લ્હાવો તો લક્ષ્મી તણો, દાન પુણ્યે ગણાય;
દીધું સાથે આવશે, બાકી રહેશે અહીંઆંય. ૮૦
નવ દીધું નવ વાવર્યું, દાન પુણ્યમાં કાંઇ;
અંતે ધન મૂકી જવું, થશે ઓરતો ત્યાંય. ૮૧
અપની નજરે દેખતા, આપ બેઠા ધન જાય;
દોલત મારે આવતાં, તેમ જતાં જ જણાય. ૮૨
દીઠા નજરે દુઃખીયા, ખાવા ન ખોરી જાર;

તે પણ લક્ષપતિ થયા, સુખીયા આ સંસાર. ૮૩
માથે પાઘડી પેંઠની, અંગરખું ઈસ્ત્રી બંધ;
ધોતી પેહેરે રેશમી, દુપટો કસબી ખંધ. ૮૪
વેઢ વીંટીયો આંગળે, ચાંદી કંદોરો કેડ;
રાજકુંવર સમ દીપતો, પૂર્વ પુણ્યની ખેડ. ૮૫
નજરે નીરખ્યો તેહને, થઈ કંગાલ હાલત;
રસ્તાની એઠવાણીમાં, એઠ વીણી ખાવંત. ૮૬
હળખેડુ હળ હાંકતાં, થયા મોટા રાજન;
રાજા તે ભીખ માગતાં, દેખતાં દીન વદન. ૮૭
તડકા છાંયા દેખતાં, સમય સમય પલટાય;
પુણ્ય પાપના વાદળા, પ્રગટપણે જણાય. ૮૮
ઢાંકયા કર્મની વાતનો, કોણ કરે ઈન્સાફ;
પુણ્ય પાપ પ્રગટ થયે, જાણે આપોઆપ. ૮૯
તે કારણ ધનાઢયને, થાવું નહિ મગરૂર;
આજ પછી દીન કાલનો, કેવો ઉગશે સૂર. ૯૦
કાળ તણી ગતિ ગહન છે, ફરે ચક્ર દિન રાત;
આવી ઓચિંતો ઝડપશે, કહો રક્ષણ કયાં થાત. ૯૧
ઘરથી દુકાને જતાં, વચમાં લાગી ઠેચ;
પડતાં પ્રાણ ઊડી ગયા, કોઇ ન જાણે પેચ. ૯૨
મનમાં ઘોડા ગુંથતા, ઓણ આ કાઢયું કામ;
કન્યાને પરણાવીને, ખૂબ ખરચ્યા છે દામ. ૯૩
પોર પુત્રને પરણાવીને, લેશું અધિકો લ્હાવ;

બનાવી રૂડા બંગલા, ફરતો બાગ બનાવ. ૯૪
મન જાણે મેં માલશું, રૂડા ભોગવવું ભોગ;
પણ કુદરતના હાથમાં, કર્મ તણો સંયોગ. ૯૫
ધાર્યાં કામ ધર્યાં રહે, લખ્યું થાય લલાટ;
કાળ ઓચિંતો આવતાં, ઘડયા ભાંગે સૌ ઘાટ. ૯૬
મહારાજા દાજીરાયનો, પ્રત્યક્ષ દાખલો જોય;
હવા મહેલ અધવચ રહ્યો, આપ ચાલ્યા પરલોય ૯૭
રૂડા બનાવી બંગલા, વાસ્તુ મુહુર્ત કીધ;
તે રહેવા પામ્યા નહિ, વાટ પરાઇ લીધ. ૯૮
આશા તો આકાશવત, મરણ પગલાં હેઠ;
તૃષ્ણા તરૂણી વાધતી, મરણાંત સુધી ઠેઠ; ૯૯
રહે શરીરે નિરોગતા, વધે બુદ્ધિ બળવાન;
જશ કીર્તિ શોભા વધે, થાય સહાય ભગવાન. ૧૦૦
પૂર્વ પુણ્ય ટકી રહે, લક્ષ્મી રક્ષણ કાજ;
આબાદી કુટુંબની, સુણો એહ ઇલાજ. ૧૦૧
સાધુસંત સેવા કરી, લેજો શુભ આશિષ;
ધર્મ દાન વંશ વાધશે, સુખ વૃદ્ધિ નિશદિશ. ૧૦૨
નિંદા કરશો ન કોઈની, ન બોલશો અપવાદ;
આળ ન દેશો કોઇને, બોલી મિથ્યા વાદ. ૧૦૩
આક્ષેપ કદી ન મુકશો, ન કરશો મનમાં રોશ;
દોષ દૃષ્ટિ નવ દેખશો, ન જોશો પરના દોષ; ૧૦૪
છિદ્ર ન જોશો પારકા, છોડો ઈર્ષા દોષ.
વચનો એવાં બોલશો, આત્મા થાય અદોષ. ૧૦૫

સાધુ સંત ન દૂભવશો, ન લેશો તેની ધા;
ટાઢી અગ્નિ વન દહે, છૂપો સંત ધા ધા. ૧૦૬
સંત સતી સંતાપતાં, ટળે ધર્મ ધન વંશ;
ન માનો તો જઈ પૂછો, જાદવ, રાવણ, કંશ. ૧૦૭

## વૃદ્ધ અને જુવાન વિષે.

હિત શિખામણ સાંભળી, કરજો મન વિચાર;
કડવી દવાને જાણવી, આત્માને હિતકાર. ૧૦૮
જમાનો જમાનો કરી, કૂટી માર્યું વૃંદ;
થશે પસ્તાવો આગળે, સૂણી સૂષ્ટિ આક્રંદ. ૧૦૯
આ માટે અગાઉથી, કરશો દીર્ઘ વિચાર;
તો પસ્તાવું નહિ પડે, જો હશે શુદ્ધ આચાર. ૧૧૦
નાત જાતના કાયદા, ઘરડાએ ઘડેલ;
દીર્ઘ દષ્ટિથી દેખતાં, રહસ્યથી ભરેલ. ૧૧૧
વૃદ્ધોના વિચારોને, પગલે ચાલે જેહ;
પસ્તાશે નહિ તે કદિ, નીતિ વાકય છે એહ. ૧૧૨
સૌ સરખા મોટા નહિ, નાના નહિ પણ એમ;
ભાગ્ય પ્રમાણે ભોગવે, તન, ધન, બુદ્ધિ તેમ. ૧૧૩
સાત વેતના સર્વ જન, કીમત અકકલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય. ૧૧૪
સમુદ્ર તો છલકે નહિ, છલકે નહી તળાવ;
મર્યાદા મૂકે નહિ, એજ વૃદ્ધ સ્વભાવ. ૧૧૫
ભલે બાળ પણ બુદ્ધિમાં, વૃદ્ધિથી વૃદ્ધ જણાય;
બાળ બુદ્ધિ હોય વૃદ્ધમાં, તે લેખે ન ગણાય. ૧૧૬

પૂર્ણિમાના ચંદ્રને, કોઈ ન જોવા જાય;
સદા બીજના ચંદ્રને, દુનિયા જોવા ધાય. ૧૧૭
બાળ યુવાન કે વૃદ્ધનો, થાય બુદ્ધિ પર ખ્યાલ;
અક્કલ સ્વરૂપ વિચારતાં, ભાષા ગુણ નિહાળ. ૧૧૮
ભાષા સ્વ પર હિતની, હોય સરલ સુખદાય;
લોક વિરૂદ્ધ પડે નહિ, તે કામ કર્યું કહેવાય. ૧૧૯
લોક અપ્રિય બને નહિ, ન બોલે કોઈ અપવાદ;
તે ડાહ્યો દુનિયા વિશે, લે છૂપો ધન્યવાદ. ૧૨૦
ધને કરી મોટા થયા, તેના દ્વારે તિષ્ઠંત;
વયોવૃદ્ધ વિદ્યા વૃદ્ધ, તપ વૃદ્ધ કો સંત. ૧૨૧
અમે તમ સહાયથી, કરીએ સારાં કામ;
લક્ષ્મીનો લ્હાવો તમે, લો છો ખરચી દામ. ૧૨૨
પણ એક વાત જણાવવા, અમે આવ્યા છીએ આમ
મૂર્ચ્છાશો ન મોટાઇમાં, શિક્ષા છે એ તમામ. ૧૨૩

## લઘુતામાં સુખ છે.

લઘુતાસેં પ્રભુતા મિલે, પ્રભુતાસેં પ્રભુ દૂર;
કીડી મીશ્રી ચૂનલે, હાથી ધરે શિર ધુર. ૧૨૪
છોટમ છોટે હો રહો, જૈસેં છોટે તૃણ;
ઘાસ ચાસ જલ જાયગે, તૃણ તો ખૂણકી ખૂણ. ૧૨૫
છોટામાં સુખ છે ઘણું, મોટામાં મહા દુઃખ;
મળે મોટપ તજે માનને, ગર્વથી રહે વિમુખ. ૧૨૬
ભુ ભુક્ષણુ નર તીનહેં, અવર ઉપજંત અનંત;

અગર્વ ધન સબળ ક્ષમી, કોમળ વિદ્યાવંત. ૧૨૭
એવા જન આ અવનીમાં, દીસે વીરલા કોઇ
દીપાવે દુનિયા વિષે, કૂળ દીપક તે હોઇ. ૧૨૮
દી, વાળે તે દીકરા, તારે પેઢી સાત;
સવળા આચરણ આચરી, કરે માવતર પ્રખ્યાત. ૧૨૯

## ફેશનમાં ફસાયેલી ધનગર્વિત સુધારક સમાજ.

કોઇ કોઇ ધનના ગર્વથી, કરે અવળાં આચરણ;
લોક વિરૂદ્ધ પડી જગતમાં કરે કીર્તી આવરણ ૧૩૦
જાણે અમે આ જગતમાં, કરીએ કાંઇ નવાઇ;
તો અમને જાણે સહુ, પ્રગટયા નવતર ભાઈ. ૧૩૧
સુધારો કરવા મથે, પણ કુધારો થાય;
ખરચ કહે ઘટાડવા; અવળા વધતા જાય. ૧૩૨
ફેશનમાં ફસાયા ઘણા, વસ્ત્ર ખાન ને પાન;
શરીરને શોભાવતાં, ન રહ્યું દેહનું ભાન. ૧૩૩
ઉડે નાકને વાયરે, મોહિત વસ્ત્ર ધરે અંગ;
દેખાય અંગોપાંગથી, કામી જાગે અનંગ. ૧૩૪
કુળ મર્યાદા રહી નહિ, નહિ લજ્જા નહિ શર્મ;
વનિતા વસ્ત્ર નીરખતાં, ગુમાવ્યો કુળ ધર્મ. ૧૩૫
કોઈ વેશ ધરે મડમનો, પહેરે પારસી વેશ;
સુધરેલાં બનવા તણી, ધરે હોંશ હમેશ. ૧૩૬
વિવિધ વેશ ધરવા થકી, વિવિધ સંગ સહવાસ;
વ્યભિચાર વધવા તણી, એ ફેશન થઇ ખાસ. ૧૩૭

ફેશનમાં બન્યા બાવરા, વાયો પશ્ચિમ વા;
શુદ્ધ બુદ્ધ ભૂલી ગયા, ફાવ્યો અમારો દા. ૧૩૮

## સમાજ ઘટવા વિષે સુધારકો ! નો વૃથા પોકાર

સમાજનો ઘટવા તણો, દાવો જે કરનાર;
તેણે ભેદ જાણ્યો નહિ, વૃથા કરે પોકાર. ૧૩૯
પોકાર પુનર્લગ્નનો, જો હોય નાત રિવાજ;
તો પ્રજા વધે ખરી, વદે સુધરેલ ! સમાજ. ૧૪૦
ઉત્તમ અધમનો પટાંતરો, નાતરાથી જ જણાય;
ક્ષત્રી, બ્રાહ્મણ, વાણીયા, ઉત્તમ કોમ ગણાય. ૧૪૧
તેમજ પાટીદારમાં, વળી કોમ બારોટ;
નાતરા તેમાં થતાં નથી, રહે ઓઝલ સચોટ. ૧૪૨
જે વર્ગમાં નાતરા, પ્રગટ થતા જણાય;
ત્યાં પણ તે કોઈ કરે નહિ, ઉત્તમ તે જ ગણાય. ૧૪૩
ઉત્તમ વર્ણમાં નાતરા, નથી થતા તે માટ;
વસ્તીમાં વૃદ્ધિ નહિ, સુધરેલ વર્ગ ઉચાટ. ૧૪૪
જે વર્ણમાં નાતરા, પ્રગટ થતા જણાય;
છતાં કેમ તેની પ્રજા, દિન દિન ઘટતી જાય. ૧૪૫
હેતુ બધાનો એક છે, ખાન પાન પરદેશ;
રહે સદાય સ્વતંત્રતા, ફેશન દોષ વિશેષ. ૧૪૬
તજી ખોરાક સ્વદેશનો, પરદેશી જ ખવાય;
સડયા સળ્યા અનાજને, સંચાથી જે દળાય. ૧૪૭
એવા સત્વજ હીણનો, ખોરાક નિત્ય ખવાય;
શરીરના સત્વો તણી, તેથી હાનિ થાય. ૧૪૮

ચા, બીડી શીગારેટથી, બળે કલેજું હીર;
સુરા પાન કર્યા થકી, બગડે બુદ્ધિ શરીર. ૧૪૯
ઈત્યાદિ વ્યસનો સહુ. લાગુ થાય પરદેશ;
હવા પાણી પસંદ નહિ, ક્ષેત્ર દોષ વિશેષ. ૧૫૦
શાન્તિ રહે ન શરીરમાં, તબીયત રહે નરમ;
ખાધું અન્ન પચે નહિ, હાડ કળે રહી ગરમ. ૧૫૧
વૈદ્ય ડાકટર બતાવતાં, કહે લાગુ ક્ષય રોગ;
ભર્યા દવાના બાટલા, કરવા કમાણી ભોગ. ૧૫૨
દરદી દવા ને દાક્તરો, વૈદ્ય વધ્યા અપાર;
દરદીને વ્હેમ વધારતાં, પૈસે કરે ખુવાર. ૧૫૩
નિત્ય દવાના બાટલા, પડે પેટની માંય;
દરદ મટે કે ના મટે, સત્વહીણ દેહ થાય. ૧૫૪
પ્રજા હાનિનું પગથીઉં, પહેલું એજ ગણાય;
સત્વહીણને સંતતિ, ઉત્પન્ન કદી ન થાય. ૧૫૫
તેમજ ઘણા પુરૂષ સંગ, મૈથુન જે સેવંત;
તેહને ગર્ભ રહે નહિ, દાખલા ઘણા દીસંત ૧૫૬
ઠાણાંગ ઠાણે પાંચમે, છે ગર્ભ અધિકાર;
જૈન સૂત્ર કહે સંતતિ, ન વધે અતિ વ્યભીચાર. ૧૫૭
વિનતિ સુધરેલ ! વર્ગને ન દેશો બાળા દોષ;
દોષ દીસે ફેશન તણો, વૃથા ન કરશો રોષ. ૧૫૮
જો સુધરે ફેશન તો, સુધરે સબ સંસાર;
પણ મુશ્કેલી છે ઘણી, જમાનાપર આધાર. ૧૫૯

## સાદાઈમાં સુખ ને પ્રજાની વૃદ્ધિ.

આબાદી સાદાઈમાં, સાદાઈ સુખ સંસાર;
સાદાઇથી પ્રજા વધે, શરીર આબાદી ધાર. ૧૬૦
આબાદી થાય શરીરની, ઘરની હોય કસરત;
રોગ ન થાય શરીરમાં, એ કસરત અમૃત. ૧૬૧
પાલન કરે પ્રજાતણું, ઉપાડે ઘરનો ભાર;
પશુઓનું રક્ષણ કરે, સ્વ—પરને હિતકાર. ૧૬૨
આગળ શ્રી મહાવીરના, શ્રાવક હતા અનેક;
ઘેર પશુઓ પાળતા, રાખી ધર્મની ટેક. ૧૬૩
તેમાં હેતુ ઘણા હતા, તે જાણે મતિવંત;
જડ બુધ્ધિ જડ આત્મા, સમજ્યા વિણ કરે તંત. ૧૬૪
પાપ પાપ પોકારીને, કર્યો દયાનો નાશ;
પૂર્વે પશુઓ પાળતા, અબ કતલખાને વાસ. ૧૬૫
હોય કનિષ્ટ હૃદયના, દયાહીણનો બોધ;
સુણનારા પણ એહવા, હોય દયાના વિરોધ. ૧૬૬
પ્રથમ પગથીઉં એહનું, થયો દયાનો નાશ;
દૂધ દહીં તો દોહલા, ન મળે પૂરી છાશ. ૧૬૭
રૂએ ગરીબના છોકરા, ટળવળે છાશને માટ;
કહો દયા દીલ કયાં રહી, મનુષ્ય પશુઓ માટ. ૧૬૮
અઢી રૂપીયા મણ ઘૃતના, અકબર શાહને વખત;
વિકટોરીયાના વખતમાં, દશ રૂપીએ મણ ઘૃત. ૧૬૯
શત ઓગણીશ પંચોતેરે, મણ ઘીના થયા સાઠ;
પંચાશીની સાલમાં, રૂપીએ શેર વેચાત. ૧૭૦

પણ વેજીટેબલનું, ન આવ્યું હોત તુપ;
ગાય ભેંસના ઘી તણું, દુર્લભ દેખત રૂપ. ૧૭૧
આગળ ઘર દીઠ દીસતા, ગાય ભેંસનાં વૃંદ;
સસ્તા દૂધ ઘી તેહ થકી, પ્રજા પામે આનંદ. ૧૭૨
દશ હજાર ગાયો તણું, ગોકુળ એક ગણાય;
એવા ચાર, છ, આઠ દશ, શ્રાવક ઘેર જણાય. ૧૭૩
દશ શ્રાવક મહાવીરના આણંદાદિક જાણ;
ઉપાસક દશાંગમાં, વૈભવ રિદ્ધિ વખાણ. ૧૭૪
ગાય અને ભેંસો મળી, બહુધા પશુઓ વર્ગ;
શ્રાવક છતાં રક્ષણ કરે, માને માર્ગ ઉત્સર્ગ. ૧૭૫
અનેક હેતુ તેમાં રહ્યા, એમ જાણી ભગવાન;
નિષેધ તેનો ન કર્યો. સમજે શ્રાવક સુજાણ. ૧૭૬
શ્રી ભગવતીજી સૂત્રમાં, છે શ્રાવક અધિકાર;
તુંગીયા નગરીમાં ઘણાં, ધનવંત ધર્મ કરનાર. ૧૭૭
ત્યાં પાઠ પણ એ લખ્યો, બહુ ગૌ, ભેંસો ધન;
તે ઉપરથી જણાય છે, ગૂઢ રહસ્ય સાધન. ૧૭૮
શ્રી મહાવીરના વખતમાં, જૈનો ચાળીશ ક્રોડ;
કહો પશુઓ કેટલા ? ઘર દીઠ સંખ્યા જોડ. ૧૭૯
તે સમય એવો હતો, ઘર દીઠ પશુનો વાસ;
દૂધ દહીં બહોળા હતા, અને પાણી ને છાશ. ૧૮૦
ટોળા પાંચસેં હજારનાં, મુનિયો ફરતા સાથ;
તે સીદાતા નહિ તદા, શ્રાવક બહુલી આથ. ૧૮૧

ઘણા પશુઓના વૃંદથી, ઘણા જનનો નિભાવ;
દાન પુણ્ય બહોળાં થતાં, બહુ નિર્જરાના લાવ. ૧૮૨
વળી પશુને ધન ગણી, કરતા તેનો સંચ,
પૂર્વે પત્ર વિવેકથી, લખતા શેઠ શ્રી પંચ. ૧૮૩
ધન ધાન્ય ને સ્ત્રી વળી, ચોથી લક્ષ્મી સંતાન;
પંચમી લક્ષ્મી પશુ તણી, અનેક હિતનું સ્થાન. ૧૮૪
એ તો વાત કહી પૂર્વની, હવે વર્તમાન વિચાર;
અલ્પ વર્ષ પહેલાં જુઓ, ઘર દીઠ પશુ અપાર. ૧૮૫
આજ સુધી અલ્પ વર્ષમાં, પ્રસર્યો નિર્દય પંથ;
પાપ પાપ પોકારીને, વાળ્યો પશુનો અંત. ૧૮૬
દયા હીણના બોધથી, પશુ ગયા પરવાસ;
થર થર કાયા કંપતી, કતલખાને નાશ. ૧૮૭
ગાય ભેંસ રૂપ લક્ષ્મી, કોઈ ઘેર નહિ દેખાય;
છાશ દૂધ દહીં વિના, છોકરા વલખાં ખાય. ૧૮૮
તેમાં વળી ફેશન ભળી, સત્વહીન શરીર;
કાયા કામ કરે નહિ, શું જાણે પશુ પીર. ૧૮૯
પશુ રૂપ લક્ષ્મી ટળી, ટળ્યું સુખ સંતાન;
સ્થિતિ કફોડી નિહાળતા, તોય ન આવે ભાન. ૧૯૦
દીન વાળો દયા–કરી, પશુનો કરો બચાવ;
પાંચે લક્ષ્મી પરવરી, પ્રગટ થશે સુભાવ. ૧૯૧
બીજે બોલે જે સ્ત્રીઓ, ફેશનમાં ફરનાર;
તે અડકવા ન દીએ, લુગડે રજ લગાર. ૧૯૨

બહુ પરિવારી ના ઘરે, બાળ બચ્ચા પરિવાર;
છોકરા ગોબરા દેખીને, છટ કરી છટકે નાર. ૧૯૩
કદી ઘેર પશુ હોય તો, ઉલટા થાય ઉચાટ;
છાણ વાસીદું કાઢતાં, ફેશનમાં પડે ફાટ. ૧૯૪
કોમળ શરીર બનવા થકી, ઘરનું કામ ન થાય;
સાસુ સસરાના દાબથી, હીસ્ટોરિયા આવી જાય. ૧૯૫
એક દયા હીણુ બોધથી, બીજું કારણ ફેશન;
પશુ રૂપ લક્ષ્મી ખસી, હિંસા દોષ ફળ તન. ૧૯૬
ફેશનના આ દોષથી, પ્રજા હાનિ ગણાય;
માટે સાદાઇને ગ્રહો, સદા સર્વ સુખદાય. ૧૯૭
સાદાઈથી સચવાય છે, શિયળવંતીનો ધર્મ;
ચરિત્ર સતીયોનાં સુણો, સાદાઈ એજ સુકર્મ. ૧૯૮
સતીયોનાં આઠ અંગમાં, સાદાઈ[1] પ્રથમ જાણ;
સમતા[2] સરળતા[3], સત્યતા[4], દૃઢ મન[5] સ્થિર પ્રમાણ ૧૯૯
પતિવ્રતા[6] ધર્મ સાચવે, પતિમાં પ્રેમ[7] અપાર;
પતિવિણ અન્ય પુરૂષને, બાંધવ સમ ગણનાર[8]. ૨૦૦

## સુધારકો ! નો વિધવાઓ પર આરોપ.

ઉચ્ચ કોમમાં અવતરી, જે કરે નીચ વિચાર;
તેના હિતાહિતનો, ભવિષ્ય પર આધાર. ૨૦૧
દુનિયા દો રંગી દીસે, પળ પળમાં પલટાય;
ચડાવે જે ઢાળ પર, તે ઢાળે ઢળી જાય. ૨૦૨

સવળા કે અવળા તણો, કદી ન કરે વિચાર;
માખણીયા દીસે ઘણાં, હાએ હા કરનાર. ૨૦૩
કહો કોમ કેમ સુધરે, અવળી માંડે ઇંટ;
દોષિત ગણે સમાજની, વિધવા બાળા અનિષ્ટ. ૨૦૪
કોઈ કર્મના ઉદયથી, ચાલે અવળી ચાલ;
દોષિત આખા વર્ગની, કેમ ગણાએ બાળ. ૨૦૫
આ પાપ મોટું ઘણું, સૌ બાળા શિર આળ;
સુધરેલ ! મંડળ વિચારીને, કરજો અંતર ખ્યાલ. ૨૦૬

## વિધવા બાળાનું હિતકારક કર્તવ્ય.

સૌ બાળાને વિનતિ, કરીએ તમ હિત માટ;
મહીલા મંડળ સ્થાપીને, ટાળો અન્ય ઉચાટ. ૨૦૭
મહીલા મંડળ મળી એકઠું, કરો નિશ્ચય દૃઢ મન;
કુળ મર્યાદા ન મૂકવી, સૌ છીએ ઉત્તમ તન. ૨૦૮
ઉત્તમ તનુજ આપણે, ઉત્તમ મા ને બાપ;
ઉત્તમ ધર્મને પાળીને, ટાળો શક્તિ પાપ. ૨૦૯
આપે આળ સૌ આપને, દોષિત ઠરાવે સહુ;
તે દોષથી નિર્મળ થવા, સુણો બેન દીકરી વહુ. ૨૧૦
શિયળ વ્રતને પાળવું, રાખવું શિયળ રતન;
મન વચ કાયા વશ કરી, કરવું શિયળ જતન. ૨૧૧
નાતરા કદી કરવા નહિ, આભ જમીન એક થાય;
સૌ બેનો નિયમને ગ્રહો, થાશે પ્રભુ સહાય. ૨૧૨
સાસુ સસરા માબાપની, કરો ભક્તિ ભલ ભાવ;

તીર્થ રૂપ જાણી સદા, લ્યો શુભ આશિષ લાવ. ૨૧૩
મહિલા મંડળ એકઠું, મળી કરો શુભ કામ;
તમારી આ નકલથી, ઘણા સુધરશે ગામ. ૨૧૪
જે ચળવળ તમ ઉપરે, પ્રસરી ઠામો ઠામ;
જો તેને અટકાવશો, તો રહેશે અમર નામ. ૨૧૫
પતિ ગયો પરદેશમાં, અથવા હોય છાંડેલ;
કોઈ બાળ વિધવા તણું, મન અસ્થિર રહેલ. ૨૧૬
તેના રક્ષણ કારણે, બંધવ માત ને તાત;
સાસુ સસરાદિ સહુ, કરે રક્ષણ ભલી ભાત. ૨૧૭
જાતિ કૂળ મર્યાદને, આગળ કરી ધરે પગ;
સાદા ખોરાક ને વસ્ત્રથી, રાખી અંગુઠે દૃગ. ૨૧૮
કદી કોઈ ઈચ્છા વિના, બ્રહ્મચર્ય પાળે જેહ;
વર્ષ ચોસઠ હજાર સુધી, દેવ ગતિ પામે તેહ. ૨૧૯
મન વચન કાયે કરી, શિયળ વ્રત પાળનાર;
અસંખ્ય વર્ષને આયુષ્યે, દેવ ગતિ વરનાર. ૨૨૦
ઇત્યાદિ અધિકાર છે, જૈન શાસ્ત્રની માંય.
ઉવવાઈ સૂત્રના પ્રશ્નમાં, છે શિયળ મહિમાય. ૨૨૧
જેણે બ્રહ્મચર્ય પાળીઉં, પાળ્યું શિયળ અખંડ;
અમર નામ આ અવનીમાં, જશ કીર્તિ પ્રચંડ. ૨૨૨
તે કારણ બહેનો સહુ, અન્યોનો અપવાદ;
તમ શિર આવ્યો ટાળીને, લ્યો જગમાં ધન્યવાદ. ૨૨૩
બ્રહ્મચારી ભગવંત સમ, ત્રણ લોકની માંય;
દેવ દાનવ પાયે પડે, જગમાં કીર્તિ ગવાય. ૨૨૪

સકળ ધર્મના તત્ત્વમાં, બ્રહ્મચર્ય કહ્યું મુખ્ય;
ત્રિકરણ યોગ આરાધતાં, પામે અમર પદ સુખ. ૨૨૫

## દુનિયા ચશ્માએ દેખતી સાથે ફેશનની પોલ.

સુધરેલ ! કહે હતી આંધળી, પ્રથમ જે જે સમાજ;
હવે અમે થયા દેખતા, લેશું તીવ્ર સ્વરાજ્ય. ૨૨૬
છે જમાનો એહવો, ઉલટ પાલટ વાય;
થાય દેખતા આંધળા, આંધળા દેખતા થાય. ૨૨૭
એંશી નેવું સો વર્ષના, વૃદ્ધો નજરે દીઠ,
ચશ્મા કદી ન ચડાવતા, મજબુત હાડ ને પીઠ. ૨૨૮
આ જમાનામાં એહવા, નર નહિ દેખાય;
જે દેખાય તે એહવા, ચશ્મા આંખે ચડાય. ૨૨૯
આઠ વરસના છોકરા, ચશ્મા વિણુ ન ચલાય;
તો અન્યનું કહેવુંજ શું દોષ દીપક દેખાય. ૨૩૦
એક લહીયાનો દાખલો, દીપક માંડી લખંત;
છ મહીને થયો આંધળો, ગ્યાસલેટ ગરમ અત્યંત. ૨૩૧
કીટસન લાઈટ ને લેંપના, દીવા વીજળી લાઈટ,
કરે નુકશાની આંખને, એ ફેશનની સાઇટ. ૨૩૨
ફેશને થયા આંધળા, ચડાવ્યા ચશ્મા આંખ;
ચશ્મા વિના ચાલે નહિ, આંખે દીસે ઝાંખ. ૨૩૩
ઘણા દરદી થયા આંખના, ચડાવે ચશ્મા નિત્ય
ઘણા ચડાવે શોખમાં, ફેશન પર છે પ્રીત. ૨૩૪
કોટ, પાટલૂન કેપને ખમીશ, જાકીટ અંગ,

કાંડે ઘડીયાળ બાંધીયું, લાગ્યો ફેશનનો રંગ. ૨૩૫

હાથમાં લાકડી ફેન્શી, ગળામાં કોલર ટાટ,
નેકટાઇ ઉપર રેશમી, રોલ્ડ ગોલ્ડનો ઠાઠ. ૨૩૬

બુટ વિલાયતી પગમાં, સ્ટોકીંગની છે બહાર,
સેન્ટ લવન્ડર છાંટીને, મુખ દર્પણ નિહાળ. ૨૩૭

મુખે ચિરૂટ ફુંકતા, કાઢે ધૂમ્રના ગોટ;
મલપતા ચાલે ઘણા, ખાલી ખીસા કોટ. ૨૩૮

આંખે ચશ્મા ચડાવીને, ઢેઢ ગુર્જરી બોલ;
મર્યાદા મૂકી કુળની. એ ફેશનની પોલ. ૨૩૯

## દુનિયામાં ધનની હાનિ થવાનું કારણ સટ્ટો, થાપણ ને ધર્માદો.

સટ્ટાના વેપારીને, સટ્ટા વીણ ન રહેવાય;
કોઈ ખોવે કોઈ રળે, પણ અંતે હાનિ થાય. ૨૪૦

સટ્ટો બટ્ટો છે ખરો, હોય કોઇ રળનાર;
પણ સંતોષ વાળે નહિ, એ પણ એક ગમાર; ૨૪૧

ઈચ્છા હોય હજારની, તેમાં મળે કદી લાખ;
તોય સંતોષ વાળે નહિ, વધતી જાય અભિલાષ. ૨૪૨

કરવા ઇચ્છા કરોડની, માંડયો મોટો દાવ;
તમામ ધન ગુમાવીઉં, અવળો વાગ્યો ઘાવ. ૨૪૩

નોકરી કરતાં દેખીયા, થયા લક્ષપતિ જેહ;
લક્ષપતિ સટ્ટા વિષે, દીઠા રઝળતા તેહ. ૨૪૪

પાંચ સાત પેઢી તણા, ગણાતા જે ધનવંત;
સપડાયા સટ્ટા વિષે, ધન ગુમાવી ભમંત. ૨૪૫

અબી બનેલ ધનાઢયનું, ધન સટ્ટાનું ગણાય;
સમુદ્રના ઓગાળને, સમુદ્ર તાણી જાય. ૨૪૬
એક સમય એવો હતો, ધરતી ધન ઉભરાય;
તે ધન સટ્ટામાં ગયું, ધનહીણ જગત ગણાય. ૨૪૭
જેણે સંતોષ વાળીયો, અથવા કરી મર્યાદ;
તેનું ધન ટકી રહ્યું, સટ્ટાનો ન કરે વાદ. ૨૪૮
શિખામણ સૂણજો સહુ, ગરીબ ને ધનવંત;
મેળવશે ધન નીતિથી, તે ચીર કાળ ટકંત. ૨૪૯
ઉપાર્જન અનીતિનું, હજાર દિનની માંય;
ઉત્કૃષ્ટ વર્ષ અગ્યારમાં, મૂળ સમૂળું જાય. ૨૫૦
જમા પાસું કરશો નહિ, રાખી પર થાપણ;
તેમાં રાંડી રાંડની, થાપણ ઘર સાપણ. ૨૫૧
ધર્માદો નવ રાખશો, નિજ ચોપડા માંય;
જાણી મીઠાનું હાંડલું, છુપું રહી ખવાય. ૨૫૨
તે કારણ થાપણ અને, ધર્માદાનું ધન;
જમા પાસું કરવા તણું, કરશો નહિ કોઈ મન. ૨૫૩

## ધર્મ અને ધનની હાનિ થવાનું કારણ
## કુસંપ અને કલેશ.

નાત જાત કે ધર્મમાં, કરશો નહિ કુસંપ;
ધનની હાનિ થાય છે, જયાં ન દીસે સંપ. ૨૫૪
અરસ્પરસ ઝગડા કરે, ભાતૃ ભાવ નહિ લેશ;
હાનિ કરે સમાજની, માંડી કોરટે કેશ. ૨૫૫
લડે કેશ જઈ કોર્ટમાં, ખરચે ધર્મના દામ;
કરે હાનિ તે ધર્મની, રાખવા પોતાનું નામ. ૨૫૬

જુઓ વકીલના બંગલા, મૂર્ખ માથે ચણાય;
વાદી પ્રતિવાદી તણા, પૈસા ખૂબ હરાય. ૨૫૭
હાનિ સમાજ ને ધર્મની, માંહો માંહે કલેશ,
દમડા દારૂ માટીમાં, ખરચે લડીને કેશ. ૨૫૮
આવે ઊંચું કેમ ધર્મનું, કેમ સુધરે સમાજ,
ધર્મ ગુરૂને નિંદતાં, નહિ નિર્લજને લાજ. ૨૫૯
બેઠેલા જે વહાણમાં, પાટીયા તોડનાર,
તેની અધોગતિ વિના, કોણ કહો આધાર ૨૬૦
ઇત્યાદિ દોષ નિવારીને, ચાહો ધર્મનું હિત,
સમાજને સુધારવા, કરો સંપ ધરી પ્રીત. ૨૬૧
સંપ થકી લક્ષ્મી વધે, સંપે વધશે માન,
સંપ થકી સહુ સુખ મળે, સંપે સહાય ભગવાન. ૨૬૨

## દુનિયામાં ધનની હાનિના કારણો
## મોજ, શોખ ને ફેશન.

ધન હાનિ થઈ જગતમાં, તેનું કારણ એહ,
ડુબી દેવાળે દુનિયા, સટ્ટાએ નિઃસંદેહ. ૨૬૩
વળી વિશેષે વધ્યો, ફેશન ને મોજ શોખ,
વસ્ત્ર વિવિધ પ્રકારના, જોઇએ બંગલા ગોખ. ૨૬૪
ચા વિના ચાલે નહિ, હડી કાઢે હોટેલ,
મલાઈ આઇસ્ક્રીમમાં, પૈસા રેલમછેલ. ૨૬૫
બીડી સીગારેટ ચીરૂટના, થયા ઘણા શોખીન,
પાનપટીથી મુખ ભર્યું, વળી ખાંય કોકીન. ૨૬૬

જાય હજામને હાટડે, હેરકટીંગને કાજ,
પાઉડર સાબુ તેલમાં, ખુએ પૈસા ને લાજ. ૨૬૭
કપડાં કોટ પાટલુનના, જે ખરચ્યા હોય દામ,
અમણી તમણી શિલાઇ, આપે ઠામો ઠામ. ૨૬૮
ચાર દિવસ અંગે ધર્યું, ગયું વોશિંગની માંય,
પૈસા કાંઇક ઠરાવીને, ચીઠી લીધી છે ત્યાંય. ૨૬૯
આઠ દિવસ વીત્યા પછી કપડા લેવા જાય,
ઠાઠ માઠથી ચાલીયા, નાટકશાળા માંય. ૨૭૦
ખાવા ન હોય ખીચડી, ફસાયા ફેશન માંય.
ખરચ વધારે રાખીને, ભુખ ભેગા થયા ત્યાંય. ૨૭૧
ફેશનની પ્રીશીયારીમાં, ફસાયા ઠામો ઠામ,
રોગ ચેપી લાગુ થયા, રહ્યા ન આપવા દામ. ૨૭૨
દવા દારૂ દાકતર તણી, પ્રીનું દેખી બીલ,
કાયા થરથર કંપતી, જબ લાગ્યા ઘર શીલ. ૨૭૩
હવા દવા ને હડકવા, વધ્યા છાપા જ્યાં ને ત્યાં,
નાસ્તિકો ને ધર્મની, રહી શ્રદ્ધા કહો કયાં. ૨૭૪
લાડી વાડી ને ગાડીના, શોખીન જે કહેવાય,
પૈસા વિના પામર બની, ઘેર બેઠા વા ખાય. ૨૭૫
રેલ્વે ને વિકટોરીયા, મોટર ને વળી ટ્રામ,
શોખીન શોખ વધારીયા, દામ હરવાને કામ. ૨૭૬
આંખને ગમે તેહવી, ચીજ લેવા લલચાય.
હાનિ શરીર બળ ધન તણી, ખીસા ખાલી થાય. ૨૭૭
ખોટા ખરચા વધારીને, થઇ ફેશન આધીન,
મોજ શોખમાં માલીયા, ધન હાનિ દિન દિન. ૨૭૮

ખોટા ખરચો ઘટાડવા, તે સામું નહિ લક્ષ,
કરે પોકાર ખરચો તણો, તે તો ખોટો પ્રત્યક્ષ. ૨૭૯
હોય સમાજ સુધારવી, તો લ્યો સત્ય ઉપાય,
ફેશન વ્યસનને દુર કરી, સાદું જીવન ગળાય. ૨૮૦

## જૈન ધર્મ અને સમાજની વૃદ્ધિનો ઉપાય.

સુધરેલ ? વર્ગે અવની વિષે, ઉપાડયો મોટો ભાર,
જ્ઞાતિ ભેદને દૂર કરી, કરવો એક વ્યવહાર. ૨૮૧
વિશેષે વણીક કોમમાં, ભેદ ચોરાશી જણાય,
જો તે વર્ગ થાય એકઠો, ભેદ ભાવ ટળી જાય, ૨૮૨
સુધરેલાના ! પ્રયાસથી, કદી ભેદ ટળી જાય·
તેમાં સવાલ ઊભો રહે, ધર્મ તણું શું થાય. ૨૮૩
ધર્મ તણા ઝગડા જુઓ, દીસે ઠામો ઠામ;
ધર્મ એક જો થાય તો, ઝગડા ટળે તમામ. ૨૮૪
ઊંડુ રહસ્ય છે એહમાં, ધર્મ તણાં મત ભેદ,
તે કોઈથી ન ટળ્યા, એજ અંતર ખેદ. ૨૮૫
નાત જાત ને ગચ્છામાં, હોય એક સમુદાય,
એક ધર્મના હોય પણ, ઝગડા ત્યાં દેખાય. ૨૮૬
કોરટે જઇ કેશો લડે, એક ધર્મના દોય,
વગોવે નિજ ધર્મને, એકતા કયાંથી હોય. ૨૮૭
કુસંપ જ્યાં હોય ધર્મમાં, એકજ સ્થળની માંય;
ત્યાં હાનિ હોય ધર્મની, પ્રત્યક્ષપણે જણાય. ૨૮૮
શાન્તિનું સ્થળ ધર્મ છે, જ્યાં છે આત્મ કલ્યાણ,
તે માર્ગને ઉચ્છેદીને, કરે આત્મ ગુણ હાણ. ૨૮૯

દેખી ઝગડા ધર્મના, શ્રદ્ધા ભ્રષ્ટ કોઇ થાય,
મૂકી પોતાના ધર્મને, અન્ય ધર્મમાં જાય. ૨૯૦
દશ દશ વર્ષને આંતરે, ઘટે બે ત્રણ લાખ,
સંખ્યા લાખ અગીયારની, હાલ વસ્તીપત્રક શાખ. ૨૯૧
જૈન વર્ગની હાનિનું, કારણ એજ જણાય,
કુસંપથી કંટાળીને, આર્ય સમાજી થાય. ૨૯૨
તે કારણથી યુવકો, કરો એવો પ્રયાસ,
જૈનોની વૃદ્ધિ થશે, કુસંપ કલેશ થાય નાશ. ૨૯૩
ભેદ ભાવ ટળે ધર્મનો, મુનિવર્ગ એક થાય,
સમાજ એક સંપી રહે, જ્ઞાતિ ભેદ ટળી જાય. ૨૯૪
સમાજ સુધારવા તણો, છે એજ ઉપાય,
વૃદ્ધિ થાય જૈન વર્ગની, દિન દિન ચડતી થાય. ૨૯૫

## જૈન કોમની હાનિ વૃદ્ધિના કારણો.

મહાવીર વચન વિચારતાં, સમય સમયની હાણ,
તે તો નજરે નિહાળીએ, જ્ઞાની વચન પ્રમાણ. ૨૯૬
ઉન્નતિ દેખી અન્ય ધર્મની, કોઇ વિચારે એમ,
શંકા કરે જૈન ધર્મમાં, કહો ઉન્નતિ નહિ કેમ ? ૨૯૭
તેનાં કારણો અનેક છે, શાસ્ત્રમાંથી જણાય,
જ્ઞાતિ અગાઉ ભાંગી ગયા, જાણ્યે શંકા ટળી જાય. ૨૯૮
અચ્છેરૂં અસંજતિ તણું, કહ્યું દશમું જેહ;
મહાવીરના શાસન વિશે, દીસે પ્રવૃત્તિ તેહ. ૨૯૯
શ્રી મહાવીર ભગવાનના, નિર્વાણ સમયની માંય;
ભષ્મ ગ્રહ બેસવા થકી, શાસન છિન્ન ભિન્ન થાય. ૩૦૦

ત્રીજું કારણ સુણો સહુ, દુગાઢ દુઃષમ કાળ;
પાંચમો આરો પ્રગટ થતાં, દિનદિન હાનિ નિહાળ. ૩૦૧
ચોથું કારણ લાગુ થયું, પાંચમા આરામાંય;
ચંદ્રગુપ્ત રાજા પ્રતિ, સ્વપ્નાં સોળ દેખાય. ૩૦૨
ભદ્રબાહુ સ્વામી તદા, ચૌદ પૂર્વના જાણ;
સ્વપ્નનાં અર્થ જણાવીયા, જૈન શાસનની હાણ. ૩૦૩
એ ચારે કારણો તણું, શાસનપર અતિ જોર.
હુંડાવસર્પિણી પાંચમી, અનંત કાળે નિઠોર. ૩૦૪
વર્ષ એકવીશ હજારનો, પાંચમો આરો ગણાય;
હાનિ વૃદ્ધિ ધર્મની, છેડા સુધી જણાય. ૩૦૫
ભદ્રબાહુ સ્વામી સુધી, રહ્યો નિર્ગ્રંથ ધર્મ;
કોઇક વર્ષને આંતરે, બાર દુકાળ અનુક્રમ. ૩૦૬
દુષ્કાળ પડયા અનુક્રમે, ઉપરા ઉપરી બાર;
સિદાતા જૈન સાધુઓ, ન મળે પાણી આહાર. ૩૦૭
કોઇકે જીવન રાખવા, કર્યા અકલ્પિત આહાર
આહારના અભાવથી, સૂતા કરી સંથાર. ૩૦૮
આહાર મળે વા ન મળે, પણ નિર્દોષ કરનાર;
કોઇક દેશ તજી ગયા, પગથી કરી વિહાર. ૩૦૯
એમજ ઉપરા ઉપરી, પડયા ઘણાં દુષ્કાળ;
મનુષ્ય અને પશુઓ તણી, સંખ્યા ઘટી તત્કાળ. ૩૧૦
તે સમયના સાધુઓ, વિદ્યા મંત્રના જાણ;
શાસન ટકાવી રાખવા, ભિન્ન ભિન્ન અંતર જાણ. ૩૧૧
એક ધર્મના ભેદ બે, ભેદના ભેદ ગણાય;
ગચ્છ ચોરાસી તેહમાં, અનેક ફાંટા જણાય. ૩૧૨

ભિન્ન ભિન્ન થઈ માન્યતા, અનેક દીસે વેશ;
વધી પડી પ્રરૂપણા, માંહો માંહે કલેશ. ૩૧૩
કોઈ ક્રિયાના વાદને, કોઈ કરે જડવાદ;
કોઈ જ્ઞાન આગળ કરી, વદે એકાંત વાદ. ૩૧૪
એ પ્રભાવ કળિયુગનો, તેમાં મળીયા પાંચ;
વીર પ્રભુ મુકિત ગયા, શાસનમાં પડી ખાંચ. ૩૧૫
વર્ત્તમાન સમય વિચારતાં, જૂદા જન જન મત;
એક બીજાને નિષેધતાં, પોતાનું ગણે સત્ય. ૩૧૬
કોઇ જાગે આ જગતમાં, વીરલો વિવેકવંત;
જૈન ધર્મની એકતા, કરે તે સાચો સંત. ૩૧૭
યુવક વર્ગને વિનતિ, કરજો સત્ય પ્રયાસ;
એકત્ર જૈન કરવા તણો, ઝુંડો ઉપાડો ખાસ. ૩૧૮
જૈન કોમ વધારવા, પૂર્વાચાર્ય પ્રયાસ;
રજપૂતના બે હજાર ઘર, જૈન બનાવ્યા ખાસ. ૩૧૯
તે ઓળખાય ઓશવાળથી, જુઓ ઉત્તર ગુજરાત
જૈન ધર્મના સ્તંભ સમ, છે જગત પ્રખ્યાત. ૩૨૦
એમ અનેકને બૂજવી, જૈનાચાર્યે જશ લીધ;
જૈન કોમમાં વૃદ્ધિ કરી, આબાદી ધર્મની કીધ. ૩૨૧
કેટલાક તે નકલ લઈ, વધારવા જૈન કોમ;
અંત્યજને ઉપદેશ દઈ, કીર્ત્તિને કરી હોમ. ૩૨૨
ઢેડ ભંગી ચમારને, ઉપદેશના દેનાર;
દે દાખલો હરકેશીનો, પણ ભિન્ન વ્યવહાર. ૩૨૩

હરકેશી આદિ જે કોઈ, થયા હતા અણગાર;
તે તો જાતિ સ્મરણથી, જીનકલ્પ એકલ વિહાર. ૩૨૪
આ કાળે અંત્યજને, હોય કોઈ બુઝવનાર;
નવીન કરી દેખાડશે, તો વધશે પરિવાર. ૩૨૫
અંત્યજો ઉપદેશથી, સુધારશે આચાર;
જૈન ધર્મને પાળશે, તો તરશે સંસાર. ૩૨૬
ક્ષત્રી બ્રાહ્મણ વૈશ્ય ને, ચોથી શૂદ્ર વર્ણ;
આગળ ચારે વર્ણમાં, જૈન ધર્મ હિત વર્ણ; ૩૨૭
પાર્શ્વનાથ મહાવીરનું, શાસન જૈન ગણાય;
જૈન સંખ્યા ભરત ક્ષેત્રમાં, ચાળીશ ક્રોડ જણાય. ૩૨૮
ચારે વર્ણ જૈન ધર્મમાં, વર્તે શુદ્ધાચાર;
અભક્ષ ભક્ષ કરે નહિ, જૈન ધર્મ વ્યવહાર. ૩૨૯
વિક્રમ રાયના સમયમાં, પડયો જ્ઞાતિનો ભેદ,
વરવું વરાવવુ જ્ઞાતિમાં, અન્ય જ્ઞાતિ નિષેધ. ૩૩૦
નગર શેઠની દીકરી, સગપણ કરેલ જાણ,
વરનો બાપ મરી જતાં, વૃદ્ધ માતા નિર્ધન પ્રમાણ. ૩૩૧
બદલાણી બુદ્ધિ શેઠની, નિજ કન્યાને માટ;
વરાવી વિક્રમ પ્રત્યે, ટાળ્યો નિજ ઉચાટ. ૩૩૨
વરની માતા સાંભળી, કરે અતિ આક્રંદ,
રૂદન સુણી રાજા ગયો, સુણી વાત થયો મંદ. ૩૩૩
વિક્રમ રાય વિચારીને, સુણી દુર્બળની દાદ;
મૂળ પતિને પરણાવીને, ટાળ્યો રાજ અપવાદ. ૩૩૪
ત્યારથી કર્યા કાયદા, જ્ઞાતિ ભેદના રાય,
પોત પોતાની જ્ઞાતિનો, શુદ્ધ વ્યવહાર સચવાય. ૩૩૫

આગળ રાજા ન્યાયવંત, કરતા શુદ્ધ વિચાર,
વસ્તી પણ તેવી હતી, પરસ્પર હતો પ્યાર. ૩૩૬
હમણા તો કળી કાળનું, જબરૂં દીસે જોર,
રાજા ને પ્રજા તણો, દીસે શોર બકોર ૩૩૭
પ્રજા પાળ રાજા હોય તો, વસ્તી પામે સુખ,
રાજા પ્રજા વિરૂદ્ધ તો, આમન સામન દુઃખ. ૩૩૮
રાજ વિરૂદ્ધ થશો નહિ, ન થશો માખણદાસ,
રાજા ને પ્રજા તણું, હિત ચિંતવવું ખાસ. ૩૩૯
રામરાજ વિક્રમ વળી, વિકટોરિયા ચરિત્ત,
રાજા ને પ્રજા સુખી, દેવાય દાખલો નિત્ય. ૩૪૦
ન્યાયી રાજ પ્રજા સુખી, કળી કાળમાં કોઈ,
દીસે છે દુનિયા વિષે, નીરખતાં નજરે જોઈ. ૩૪૧
કળી કાળના રાજવી, કળિના અમલદાર,
કળિયુગની કોરટો, કાયદા ધન હરનાર. ૩૪૨
સમજુ સમજે શાનમાં, અણસમજુ કરે તંત,
વાંચી વિચારી સમજ. સદ્‌બુદ્ધિ મતિવંત, ૩૪૩
દરેક વિષયના દોહરા, વાંચી કરજો વિચાર,
ગુણ ગ્રાહક બની સદા, ન્યાય પંથ સ્વીકાર. ૩૪૪
પઢો નિર્મળ ભાવથી, સુણો સદા હિત લાય,
તો સંપત્તિ પામશો, આધિ વ્યાધિ ટળી જાય. ૩૪૫
ઓગણીસેં પંચાસીએ, રાજનગર મોઝાર,
કળિયુગની કથની રચી, સમાજને હિતકાર. ૩૪૬

**સમાપ્ત.**

# અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામો.



૧૧૧ શા. નેમચંદભાઈ વલમ હા. વકીલ વાડીલાલ નેમચંદભાઇ
૧૦૧ શેઠ મણીલાલ શીવલાલ ( ધી શેઠ બ્રધર્સ પ્રેસ )
૧૦૧ વોરા સોમચંદ નાનજીની ચોપડી ૨૫) તથા ૫૧) વોરા સોમચંદ નાનજીના ધર્મપત્નિ ઝબુ બેન તરફથી તથા ૨૫) વોરા છોટાલાલ સોમચંદના પત્નિ અંજવાલી બેન તરફથી
૫૧ શા, ઝવેરભાઇ કુંવરજી
૫૧ શા. લાલચંદ ઝુંઝાભાઇ હ. ડોકટર તારાચંદ લાલચંદ
૫૧ શા. મોહનલાલ લખમીચંદ ગોધાવીવાળા
૫૧ શા. જગજીવન જેઠાભાઈ
૪૧ શા. આશારામ છગનલાલ ગોધાવીવાળા
૩૫ મણીયાર પરસોતમ સુંદરજી
૩૨ બેન સાંકળી બેન સરસાવડીવાળા
૨૫ શેઠ નાનુભાઈ હંસરાજ
૨૫ સંઘવી મગનલાલ ભુરાભાઈ
૨૫ ડાકટર સુખલાલ જીવણભાઈ
૨૫ શા મોહનલાલ ત્રીકમભાઈ
૨૫ શા. ત્રીભોવન દેવચંદ
૨૫ શા. તારાચંદ ધનજી
૨૫ શા. ટપુભાઇ કાળીદાસ
૨૫ સંઘવી મોહનલાલ છગનલાલ
૨૫ શા. સુખલાલ લેરાભાઇ ધ્રાંગધ્રાવાળા
૨૫ સંઘવી નરસીદાસ છગનલાલ

૨૫ શા. નરસીદાસ ત્રીભોવનદાસ દદુકાવાળા
૨૫ ભાવસાર હરગોવનદાસ પરસોતમદાસ
૨૫ ભાવસાર જીવરાજ લવજી
૧૬ શા. લલ્લુભાઈ પીતાંબર
૧૬ શા. માણેકચંદ માદેવ
૧૬ શેઠ ખુશાલ ચતુર
૧૬ પારેખ ચીમનલાલ લાલચંદ
૧૬ શા. સાંકળચંદ લાલચંદ હ. અમરતલાલ મગનલાલ
૧૬ સંઘવી છગનલાલ માનસંગ
૧૬ શા. હરગોવનદાસ જીવરાજ
૧૬ ભાવસાર સામજી વસતા
૧૬ શા. નાગરદાસ ઓઘડભાઇ
૧૬ બેન પારવતી ધોલેરાવાળા
૧૬ ગાંધી મલુકચંદ જાદવજી હા. મણીલાલ
૧૧ ભાવસાર ગીરધર બેચર
૧૧ ભાવસાર ભોલા રઘા
૧૦ શા. ટોકરસી છગનલાલ હા. કાળીદાસ
૧૦ શા. જશરાજ દેવસી સેખપરવાળા
૧૦ શેઠ ગણેશ ઓતમ
૧૦ ગાંધી લખમાચંદ જાદવજી
૧૦ ડાક્ટર મગનલાલ વીરજીભાઈ દુબળ
૧૦ શા. મોરારભાઇ નાનજી
૧૦ શા, મનસુખ દીપચંદ
૧૦ શા. છોટાલાલ માધવજી

## પુસ્તકની કિંમત

પુસ્તકને ગમે તેમ વાંચી

પુરૂં નહિ કરતાં

તેમાંના ભાવો હૃદયમાં

ઉતારવા

એજ

## પુસ્તકનું મૂલ્ય છે.